॥ श्री ॥

# ગૂર્જર નાટય કલા-મંદિર.

"નૂતન નવિન સામાજીક ત્રીઅંકી નાટય પ્રયોગ"

# "માનવ—રંગ."

લેખક:—શ્રી નટવરલાલ ઝીણાભાઇ મીસ્ત્રી.

ડાયરેકટર:—
ભાનુકુમાર પરમાર.

મ્યુઝીક બાય:—
હરિષ ઓઝા એન્ડ સોમાભાઇ.

આવૃત્તિ ૧ લી ] ( ઈ. સ. ૧૯૩૯ ) [ પ્રત: ૫૦૦



કિંમત: ૧ આનો.

# બે-બોલ.

"દ્રાક્ષિત-કોણ" પછીનો આ મારો બીજો ...ગ
આગળ વધી શકે છે. મને એ મારા પહેલાં પ્રયાસમાં કાંઈક ઉત્તેજન
અને તેથી એ નાટ્ય-જગતમાં કાંઈક વધુ આગળ જવાની ઉત્કંઠા! ઉ
"દ્રાવિત-કોણ" દ્વિઅંકી અને 'માનવ-રંગ" ત્રીઅંકી લખવાની શ
કરતાં પહેલાં જે ધાર્યું હતું તે પુરેપુરી સફળ રીતે લખી શકયો
વસ્તુ લખાઈ ચૂકી હવે એને સ્ટેજ કરવાની ત્વરા જાગી. કોઈક વિચ
અડફતે એકાદ બે નાટક કંપનીઓને પણ તે વિષે લખી ચૂકયો.
નકુભાઈ કાંઈક આશાના તારલા બતાવી પુર્ણિમાની રાહે વ્યોમઘેરાશમાં
શાંત થઈ ગયા. મારા પરમ સ્નેહી અને શ્રી ગુર્જર નાટ્ય કલા-મંદિરના
ડાયરેકટર ભાઈશ્રી ભાનુકુમારે એનો જવાબ વાળ્યો. "તારી કૃતિને હજીયે
બનતાં બધાં પ્રયાસે વધુ સુંદર બનાવવાની એ એક તક છે" અને સાથેજ
આજ એને નાટ્ય પ્રેમી જનતા સમક્ષ રજુ કરતી વખતે અંદરની ત્રુટિઓને
વિદારી નવિન સુંદરતા લાવવા માટે ભાઈશ્રી ભાનુકુમારે મને જે નિઃસ્પૃહી
સહાય આપી છે તે બદલ એઓશ્રીનો હું જરૂર ઋણી છું.

આ પ્રયાસમાં પણ વસ્તુ સંકલના અને તેની ગુંથણીમાં જરૂર
ક્યાશ હશે, પરંતુ જે કાંઈ સારૂં હશે તે ધ્યાનમાં લઈ ખામીઓને
અપનાવી લઈ ચઢતા ને ટેકો આપવા જેટલી ઉદારતા માટે જનતા પાસે
હું જરૂર આશા સેવું છું.

આખુંયે કૉમીક ભાઈશ્રી બાબુરાવ રાજેનું છે, અને એમની સહાયતાથી
મારી વસ્તુમાં નવિન રંગત આવી છે. જે બદલ એમનો આભાર માનવાનું
આ સ્થળે હું ભૂલી શકતો નથી. [સાથે સાચી સલાહ આપવા બદલ
ભાઈશ્રી બેચરદાસ (શ્રી ભારત નાટક સમાજ)નો પણ જરૂર રુણી છું.

લી•

નટવર મીસ્ત્રી.



# —: ઉપોદ્‌ઘાત :—

માનવીનું સદ્‌વર્તન કે દુર્વર્તન તેના જીવનની ઉન્નતિ કે અધોગતિના કારણરૂપ બની જાય છે. યથેચ્છ વિહાર...મુખ્યે માનવી કેટલીય બાહ્યરૂપે ઝગઝગતી પરંતુ સત્ય રૂપે (પરિણામ) ક્ષણિક ચમકારવાળી કે બીલકુલ અભેદ્ય અંધકાર ધરાવતી વસ્તુના મોહમાં ફસાય છે. એ ક્ષણિક ચમકારને માનવી પોતાના જીવનનો દીપક–જ્યોત–માની લે છે...આગળ વધે છે... કિંતુ આખરે તો એ એક ભયંકર અંધારજ છે. એની એને પ્રતિતી થાય છે. ઘણાને નથીય થતી. જેને થાય છે તેનું શેષ જીવન પશ્ચાતાપના તાપે તપતું અને તે જે ઉજળતું આગળ વધે છે...અને એક દિવસ પુરૂં થાય છે. જેને એ પ્રતિતી નથી થતી એનું જીવન, શું કહીએ? વ્યર્થજ વહી જાય છે. અને એક મહાન યોનિના ઉત્પન્નને, ગાંભિર્યને અને મહાન-પણાને કલુષિત કરે છે. ટુંકમાં સદાચારિ માનવીના જીવનમાં પ્રારંભે દુઃખ, પછી કસોટી, અને અંતે સુખ...અનંત સુખ છે કે જે સુખ નજરે દેખાતું નથી, વર્ણનમાં અધુરૂંજ રહે છે માત્ર અનુભવેજ સમજાય છે. જ્યારે દુરાચારિ કે જેના વર્તનના મૂળમાં સ્વેચ્છા, અલ્પ વિચાર શક્તિ કે અસંતોષ ભડકે બળે છે, એને પ્રારંભે સુખ, પછી ઘેલછા અને પરિણામે...અંતે દુઃખ છે. અબાધિત દુઃખ છે, જે પણ ખરૂં જોતાં તો અનુભવેજ સમજાય છે. "માનવ–રંગ" નાટ્યની વસ્તુ પણ આવાજ સદાચાર અને દુરાચારના ઘર્ષણમાંથી જન્મી છે. અને પૂર્ણાહુતી પણ નાટ્યના પ્રારંભે સ્વેચ્છાચાર ...ને સુખ ચેનમાં રાચતા દેખાતા અવિનાશના મૃત્યુથી આવે છે. જ્યારે ...જી બાજુ સદાચાર, સત્યનો વિજય સ્પષ્ટજ છે.

નાટ્ય પ્રયોગનું નામ છે, "માનવ–રંગ" એને માનવ–રંગ કહો, નવતાનો રંગ કહો કે વિશ્વરંગ કહો! પરંતુ એ તો જાણે એવુંજ કંઈક ...ત સત્ય કહી રહ્યો છે કે જગજીવનમાં આવાં સત્યા સત્યના અને ...ચાર અને દુરાચારના ઘર્ષણ થયાજ કરે છે. છતાં ઉંડાણથી જોતાં આજનો કેળવાયલો સમાજ કે જે આવા કંઈક નાટયો, ફીલ્મો જોઈ ...નવલકથાઓ વાંચી જ્ઞાન મેળવી શકે છે—કે બીન કેળવાયલો વર્ગ આવા ...ક પ્રસંગની પ્રતિતી થતાં કહેશે, "અરે ભાઈ એ તો દુનીયામાં એમજ ..." કેમ જાણે જગતની–વિશ્વની ગતિથી વ્યક્તિગત માનવ જીવનની નિરાળી ન હોય! અને એમજ એ માનવા મનાવવા પ્રયત્ન કરે છે.

પરંતુ એ ભુલે છે કે વ્યક્તિગત પણ પ્રત્યેક માણસને થતું પ્રત્યેક કાર્ય કોઇને કોઈ સ્વરૂપે જગતની સમુહબદ્ધ ગતિમાં, જગતના સમુહબદ્ધ ... કે જગતની સમુહબદ્ધ સ્વાભાવિકતામાં ફેરવાઇ જાય છે. તો શું પ્રત્યેક માનવી પોતાના વ્યક્તિગત કાર્યથી જગતના સમુહબદ્ધ વ્યવસાયને, વાતાવરણને એવું સ્વરૂપ ન આપી શકે જેમાંથી સત્ વિરોધી દરેક તત્વો દૂર થાય અને જગત કે પ્રત્યેક માનવ જીવન જીવવા લાયક બની જાય.

નાટય પ્રયોગની નાની શી ચોપડીમાં વધુ લખાણ તો શું આપી શકું પરંતુ એ નાટય પ્રયોગના પ્રણેતા માટે બે બોલ લખવા જરૂરી સમજું છું:

વર્ષોના પરિચયે એટલું તો સમજાવ્યું છે કે ભાઈશ્રી નટવરલાલ મીસ્રી, જગતમાં બનતા કે હંમેશ જીવનમાં અનુભવાતા પ્રસંગોનું ગાંભીર્ય કે ક્ષણિકતા, સજીવતા કે નિર્જીવતા, સત્યતા કે મિથ્યાપણું સમજવા ઘણાજ પ્રયત્નશીલ રહે છે. અને એ તો જાણીતી વાત છે કે લેખક, કવિ કે સંગીતકાર પોતાની કળાથી અને કુશળતાથી જરૂર આગળ તો આવી શકે છે છતાં તેને માટે પ્રોત્સાહન અને અનુરૂપ ભુમિકાની પણ એટલીજ જરૂર છે. એવું પ્રોત્સાહન કે અનુરૂપ ભુમિકાનું તેજ ન મળતાં કેટલાય સ્વતેજ ભર્યા તારલાઓ અંધકારમાંજ વિલીન થતા કયાં નથી સાંભળ્યા!!! "શ્રી ગુર્જર નાટય કલા મંદીર" તરફથી રજુ થતો શ્રી મીસ્રીનો આ બીજો નાટય પ્રયોગ છે. એવો એવો પણ સહારો જો એમને મળતો રહેશે તો આશા છે કે ભવિષ્યમાં એઓ થોડી થોડી પણ પ્રશંસનીય સેવા સાહિત્ય દેવીને અને જનતાને ચરણે ધરી શકશે.

"નોતમ—એન—જોશી"



# પાત્ર પરિચય.

(૧) હરિહરરાય:—હરિપુર ગામનો ગર્વિષ્ઠ ધનાઢ્ય જાગીરદાર.

(૨) અવિનાશ:—હરિહરરાયનો વિલાસી પુત્ર.

(૩) નિરંજન:—વિલાસી અવિનાશનો આલબેલ સાથીદાર.

(૪) ભોગીલાલ:—હરિહરરાયનો વયોવૃદ્ધ મુનિમ.

(૫) ગોપાળ:—હરિપુરનો એક ચરીલો ખેડુત.

(૬) ભોશર:—હરિપુરનો એક સાધારણ ખેડુત.

(૭) ચમલ:—ગોપાળનો બાહોશ કર્મવીર પુત્ર.

(૮) રાજુ:—"સ્વરૂપ" વિધવાનો આદર્શ પુત્ર.

(૯) લાલુ:—હરિહરરાયનો નોકર.

(૧૦) રઘલો:—એક અછૂત.

(૧૧) પરશોતમકાકા:—ગામના એક રમુજી વૃદ્ધ.

(૧૨) પ્રેમચંદ:—પરશોતમકાકાનો ઘરજમાઈ.

(૧૩) વાઘજી:—પ્રેમચંદનો સાથીદાર.

(૧૪) રામલો:—પરશોતમકાકાનો ચાલાક નોકર.

(૧૫) લઘો:—વાઘજીનો કામ ચલાઉ સાથીદાર.

(૧૬) રાધા:—ગોપાળની લાડકવાયી પુત્રી. હરિપુરની લાવણ્ય મૂર્તિ.

(૧૭) અરૂણા:—અવિનાશની આદર્શ પતિપરાયણ પત્ની.

(૧૮) સ્વરૂપ:—હરિપુર ગામની એક વિધવા.

(૧૯) રંભા:—હરિપુર ગામની વેશ્યા.

(૨૦) પ્રમિલા:—પરશોતમકાકાની ફેશનેબલ પુત્રી.

(૨૧) કંચન:—પ્રમિલાની સખી.

તે ઉપરાંત સૂત્રધાર, બાળાઓ, સાથીદારો, સિપાઇ, પોલીસ ઇન્સ્પેક્ટર, હોટલના નોકર વિગેરે.

# માનવ—રંગ.

## ( ટુંક—સાર )

### " મંગલ—સ્તવન "

### અંક—૧ લો.

**પ્રવેશ:—૧ લો.** સ્થળ:—હરિહરરૉય જાગીરદારની પેઢી.

હરિહરરૉય જાગીરદાર પોતાના મુનિમ ભોગીલાલ સાથે અનાવૃષ્ટિ થયાને કારણે ખેડુતો પાસેથી પૈસા કઢાવવાની મુશ્કેલી ઉપર મંત્રણા ચલાવે છે, ત્યાં મોરાર નામનો ગામનો એક ખેડુત હરિહરરૉયનો બોલાવ્યો આવે છે. પૈસાની માંગણી થતાં પોતે લાચારી દર્શાવી થોડો સમય ધીરજ ધરવા વિનંતી કરે છે ત્યાં અવિનાશ આવી ચઢે છે. મોરારને તમાચા સાથે સત્કારી પૈસા તાકીદે ભરી જવા સૂચના આપી રવાના કરે છે. એટલામાં ગોપાળ પણ પૈસા ભરવા બાબતના નિકાલ માટે આવે છે. હરિહરરૉય સાથે વાક્ યુદ્ધ ચાલતાં અવિનાશ વચમાં પડી ગોપાળને, જો તે તેની પુત્રી રાધા પોતાને લગ્નમાં અર્પે તો તે ઝઘડામાંથી બચાવી લેવાની લાલસા આપે છે. ગોપાળ આથી ઉશ્કેરાઈ જઈ અવિનાશને તમાચો મારી દે છે. જેથી હરિહરરૉય તથા અવિનાશ અને મુનિમો એક સામટા મળી ગોપાળ ઉપર હલ્લો કરે છે. પરંતુ શૂરીલો ગોપાળ તે સર્વનો એકલે હાથે સામનો કરી સહીસલામત છટકી જાય છે.

**પ્રવેશ:—૨ જો.** સ્થળ:—પરશોતમકાકાનું મકાન.

પરશોતમકાકા પોતાની પુત્રી પ્રમિલા વખતસર ઘેર ન આવવાથી પોતાના નોકરને તેની બેદરકારી બદલ ધમકાવી રહ્યાં હોય છે. સાથે પોતાના ધરજમાઈ પ્રેમચંદને પણ તેની ફરજમાં ભુલ ખાવા બદલ ઠપકો આપી રહ્યાં હોય છે. પણ તેના પડકારને કોઈનો સંઢકાર ન મળવાથી તેઓ જાતે પ્રમિલાને શોધવા જાય છે અને બીજી બાજુ પ્રમિલા પોતાની બ્હેનપણી કંચન સાથે અછૂત કન્યા પ્રીતમ ઉપર ચર્ચા ચલાવતી આવી પહોંચે છે. તેને જોઈ ધરજમાઈ બની ગુલામીદશા ભોગવી રહેલ પ્રેમચંદ હૃદયના

ઉજાગરા ટાળવે છે. ત્યાં હોટલવાળો છોકરો પ્રેમચંદ પાસે તેણે કરેલ ચાહના ઉધાર પૈસા માંગવા આવે છે. ત્યાં પરશોતમ કાકા પાછા વળે છે. પ્રેમચંદની ફજેતી. પરશોતમ કાકા તથા કંચનનું જવું. અને એકાંતનો ટાઇમ મળતાં પ્રમીલાનો પ્રેમચંદ ઉપર ગુસ્સો પ્રેમચંદની વીનવણી.

**પ્રવેશ:—૩ જો.** સ્થળ:—ગોપાળની વાડી.

વસંત વિહારે મરત અની રાધા, વાડીમાં આવેલ કુવા આગળ જલ-સિંચન કરતાં ગીત લલકારી રહી છે. ત્યાં અવિનાશ અને નિરંજન છુપાતાં ધસી આવે છે અને રાધાને એકાંતનો લાભ લઇ ઉઠાવી જાય છે. રાધા પોતાના બચાવ માટે બુમરાણ કરે છે. તે સાંભળી ગોપાળ દોડી આવે છે. પરંતુ અવિનાશ તેને ગોળીથી ત્યાંજ ઠાર કરે છે. મરતો ગોપાળ પોતાની વ્હારે ધાવા પોતાના પુત્ર યમલને બુમ મારે છે. બુમ સાંભળી યમલ ધસી આવે છે. તેને પણ નિરંજન ખાલી રીવોલ્વર મારી ઘાયલ કરે છે. નરિંજન અને અવિનાશ રાધાને લઈ પલાયન થઇ જાય છે. યમલની પ્રતિજ્ઞા.

**પ્રવેશ:—૪ થો.** સ્થળ:—અવિનાશનો પ્રાઇવેટ રૂમ.

અવિનાશ નિરંજનને રાધાને પોતાના છુપા સ્થાને પહોંચાડી આવવા માં રવાના કરે છે.

**પ્રવેશ:—૫ મો.** સ્થળ:—'સ્વરૂપ' વિધવાની મઢુલી.

આદર્શ માતા અને પુત્ર 'માનવ—રંગ' ઉપર ચર્ચા ચલાવી રહ્યાં હોય છે ત્યાં ઘાયલ સ્થિતિમાં યમલ આવી પહોંચે છે. એકમેકનો પરિચય થતાં યમલને 'સ્વરૂપ' ની મઢુલીએ આશ્રય મળે છે. અને રાજુ અને યમલ બન્ને પ્રતિજ્ઞા પંથે ચઢે છે.

**પ્રવેશ:—૬ ઠો.** સ્થળ:—પરશોતમકાકાનું મકાન.

પ્રેમચંદની મુલાકાતે વાઘજી પધારે છે. અને પ્રેમચંદની પરાધિન દશા જોઇ વાઘજી પ્રેમચંદનું પાણી માપી જાય છે. એટલામાં પ્રમિલા આવી પહોચે છે. અને જમવાનું તૈયાર ન કર્યું હોવાથી પ્રેમચંદ ઉપર ગુસ્સે થઇ સાથે વાઘજીભાઇને પણ ઘરમાંથી ચાલ્યા જવાની એકદમ તાકીદ આપે છે. પ્રેમચંદની મૂંઝામણ.

પ્રવેશ:—૭ મો. સ્થળ:—હરિહરરાય જાગીરદારની પેઢી.

હરિહરરાય જાગીરદાર અને અવિનાશ વચ્ચે પૈસાના ખર્ચ બાબત વાકયુદ્ધ, ત્યાં ચૂપકીથી તીજોરીમાંથી ગોપાળના ગીરવે રાખી પચાવી પાડેલા દાગીના કાઢી અવિનાશ નિરંજનને આપી પલાયન થઈ જવા કહે છે. ત્યાં યમલ-રાજુ આવી પહોંચે છે, અને આ દાગીના વિગેરેની ઘટના જોઈ જાય છે. નિરંજન પલાયન થતાં રાજુ તેની પુંઠ પકડે છે. આ બાજુ યમલ પ્રગટ થઇ હરિહરરાયનું ખૂન કરે છે. અવિનાશ ફોન કરી પોલીસને મદદે બોલાવે છે. યમલ સર્વને થાપ આપી પલાયન થઇ જાય છે.

ટેબ્લો

અંક ૧ લો સમાપ્ત.



## અંક—૨ જો.

**પ્રવેશ:—૧ લો.** સ્થળ:—અવિનાશનું છૂપું સ્થાન.

દુઃખદ સંજોગોમાં આવી પડેલ રાધા પોતાના શીયળની રક્ષા માટે પ્રભુને પ્રાર્થી રહી હોય છે ત્યાં નિરંજન આવી રાધા પાસે પ્રેમની માગણી કરે છે. રાધા તેનો સાફ ધુત્કાર કરી મક્કમ રહે છે, એટલામાં બાજુના સ્વાંગમાં રાજુ આવી પહોંચે છે અને રાધાને પોતાની ખરી બાતમી આપે છે. ત્યાં અવિનાશ આવી પહોંચે છે અને રાજુની ચાલબાજીથી ઉશ્કેરાઈ તેને મારવા ધસે છે ત્યાં ચમન આવી પહોંચતા અવિનાશ અને નિરંજનના હાથ હેઠા પડે છે અને ચમન–રાજુ રાધાને ત્યાંથી સહીસલામત લઇ રવાના થાય છે?

**પ્રવેશ:—૨ જો.** સ્થળ:—પરશોતમકાકાનું મકાન.

સ્કુલના ગેધરીંગમાં જવાની તૈયારીઓ કરતી પ્રમિલાને પ્રેમચંદ પોતે પણ કળાકાર છે, એ વાર્તાલાપ હેઠળ મશગુલ બનાવી દઇ અવનવા ચાળા કરી તેનો આછો આછો પ્રેમ સંપાદન કરી લે છે. પ્રમિલા તેની કળા ઉપર મોહીત થઈ પોતાના પહેલાના તિરસ્કારને વિસારે મૂક્તી જાય છે.

**પ્રવેશ:—૩ જો.** સ્થળ:—અવિનાશનો પ્રાઇવેટ રૂમ.

અવિનાશ અને નિરંજન શરાબના જામ પર જામ ઉડાવે છે અને પલટી ગએલી બાજીને સુધારવા યુક્તિઓની શોધખોળ ચલાવે છે.

**પ્રવેશ:—૪ થો.** સ્થળ:—અવિનાશનો રમ્ય કુંજ.

અછૂત રાઘોજી ઝાડુ કાઢી રહયો છે ત્યાં મુનિમ ભોગીલાલ આવી રાઘોજીને, પોતાને ધૂળ ઉડાડવા બદલ તેમજ તે અછૂત હોવા બદલ તેના પર તિરસ્કારના શબ્દો વર્ષાવે છે. રાઘોજી મુનિમનો હળવા વિનયી શબ્દોથી સામનો કરી "અછૂત ઉદ્ધાર" સમજાવવા યત્ન કરે છે ત્યાં અવિનાશની પત્ની અરૂણા આવી પહોંચે છે. અને મુનિમને તેના અછૂત પ્રત્યેના આવા અન્યાયી વર્તન માટે સખ્ત ઠપકો આપે છે, અને રાઘોજીને આશ્વાસનના મીઠાં શબ્દોથી ખુશ કરે છે. ત્યાં અવિનાશ આવી પહોંચે છે. દગાભર્યાં શબ્દોની રમત રમી અરૂણા પાસેથી તેનો કીંમતી હાર મેળવી લઈ ત્યાંથી

વેશ્યાને મકાને રવાના થાય છે. ત્યાં વૈરૂ પીડીત યમલ અવિનાશની શોધમાં આવી પહોંચે છે અરૂણા સાથે ભેટો. સત્ય વસ્તુનો સ્ફોટ—અરૂણા પોતાના પતિની પાપલીલા પ્રત્યક્ષ નિહાળવા યમલ સાથે જવા તૈયાર થાય છે.

પ્રવેશઃ—૫ મો. સ્થળઃ—પરશોતમકાકાનું મકાન.

પ્રેમચંદ અને વાઘજી મળી પોતાની પરાધીન દશાનો અંત લાવવાની યુક્તિ રચી વાઘજીને બનાવટી જમાદાર બનાવી બોલાવે છે અને યુક્તિ-પૂર્વક પરશોતમકાકાને ફસાવી તથા પાછળથી બચાવી લેવાનો ઢોંગ કરી તેના ઉપર પોતાની ઉંડી છાપ પાડી દે છે. જેથી પરશોતમકાકાના હૃદયમાં પોતાના સાચા જમાઈ તરીકે અને પ્રતિમાના હૃદયમાં પોતાના સાચા પતિ તરીકે પ્રેમચંદનું સ્થાન અમર થઈ જાય છે.

પ્રવેશઃ—૬ ઠો. સ્થળઃ—રંભા વેશ્યાનું મકાન.

શરાબના તોફાને ચઢી અવિનાશ પોતાનું દેહ ભાનભૂલતાં પહેલેથી રચેલી યુક્તિ મુજબ રંભા અને નિરંજન મળી અવિનાશનું ખૂન કરવા જાય છે પણ ત્યાં યમલ અને અરૂણા આવી પહોંચતા યમલ અવિનાશનો અરૂણાના સૌભાગ્યને બચાવવા ખાતર બચાવ કરી લઈ નિરંજનને ઠાર કરે છે.

ટેબ્લો.

અંક ૨ જો સમાપ્ત.

## અંક—૩ જો.

**પ્રવેશઃ—૧ લો.** સ્થળઃ—રંભા વેશ્યાનું મકાન.

વિલાસ પંથે પોતાનું સર્વસ્વ હારી જઇ અવિનાશ રંભાને મકાને આત્મશાંતિ અર્થે આવે છે. પૈસા વિનાનો મુફલીસ થઇ જવાથી રંભા તેનો તિરસ્કાર કરે છે અવિનાશ તેથી ઉશ્કેરાઇ જઇ રંભાનું ખૂન કરી નાસી છૂટે છે.

**પ્રવેશઃ—૨ જો.** સ્થળઃ—'સ્વરૂપ' વિધવાની મઢુલી.

રાજુ—રાધાનો શ્રૃંગાર કુંભમાં સ્નેહદાન ત્યાં યમલ તથા સ્વરૂપનું આવી પહોંચવું અને યમલ સ્વહસ્તે રાધાની સોંપણુ રાજુને કરે છે, 'સ્વરૂપ'નો આનંદ.

**પ્રવેશઃ—૩ જો.** સ્થળઃ—પરશોતમકાકાનું મકાન.

પરશોતમકાકા પ્રેમચંદ અને પ્રમિલા વચ્ચેનો અંતરભેદ દૂર થતાં સર્વેનું જીવન સુખમય બને છે. સાથે વાઘજીનું વાંઢાપણું ટાળવા પ્રમિલાની સખી કંચન ઉમેદવારી કરે છે.

**પ્રવેશઃ—૪ થો.** સ્થળઃ—અવિનાશનું મકાન.

પતિના પાપમય જીવનથી કંટાળી અરૂણા આત્મહત્યા કરે છે. અવિનાશ માનવ—રંગના સપાટે ચઢી ગાંડા જેવો બની જાય છે ત્યાં અરૂણાને મળવા યમલ આવી પહોંચે છે. અવિનાશ યમલ ઉપર છેલ્લો હુમ્લો કરે છે. પરંતુ ઘા છટકતાં પોતાને હાથેજ ખંજર વડે મરાય છે. ત્યાં પોલીસ આવી પહોંચે છે. અને યમલને ખૂની તરીકે પકડી લઈ જાય છે કર્તવ્ય પંથી યમલની પ્રતિજ્ઞાની આપ મેળે પૂર્ણાહૂતિ.

ટેબ્લો.

સમાપ્ત.

# નાટકનાં ગાયનો.

## અંક ૧—લો.

(૧) મંગલ સ્તવન.

કૃષ્ણ મોરારી પ્રભુ તું ગિરધારી,
મૂરતી મનહર મંગલ તારી;
સુખકર સચરાચર દુઃખહારી,
મલિન ભાવ ઉરના દે વિદારી.
સ્મરીએ....વંદીએ....વારી વારી........

(૨) પ્રેમચંદ-પ્રમિલા. પ્રવેશ:—૨ જો

બોલોને કાંઇ પ્રીતિના બોલો,
હવે તો મુખ ખોલો........
તમે તો કાંઇ અમથી ના બોલો,
કહું છું નવ બોલો.......
આમ કેમ આ જીવન જાશે, કરી અમારી જુદાઈ,
હવે તો હૈયા ખોલો.
હેત વિનાના હૈયા ખુલે, ત્યાં રહે છે જુદાઇ,
કહું ના તેથી બોલો.
( બાબુરાવ રાજે )

(૩) રાધા. પ્રવેશ:—૩ જો.

જલઘાટ ભરૂં નીર આજ એકલી હું મીઠડાં,
ઘડુલા શીરે આ શોભે;
જલ જો મધુરા સીંચે,
હૈયું ભરાયે સ્નેહે,
ભાવ જાગે વિધ વિધ પ્રીતના........

(૪) રાજુ પ્રવેશ:—૫ મો.

માનવ જીવનના રંગને કો ચતુર પણ સમજ્યાં નથી,
મર્મ છુપા ત્યાં વસેલા કોઇને જડતાં નથી;

અવતાર લે શાને જગે, જીવન જીવે શાને જગે,
અંતમાં મૃત્યુ સમીપે, જાય છે શાને જગે.
છે હૃદયમાં સમજ એ કે નાશવંતુ જીવન છે,
તે છતાં જકડાય માયા-બંધને શાને જગે.

(૫) રામલો. પ્રવેશઃ—૬ ઠો.

કહે છે લોક બધા નોકરી બુરી જગમાં,
છતાંય હું તો કહું નોકરી ખરી જગમાં.
પગારો આપીને જે શેઠીઆ કરે નોકર,
અને એ શેઠીઆ છે રોજગારના નોકર.
વિચારશો તો બધા નોકરી કરે જગમાં.
જુઓ જો આંખ ઉઘાડી તો બધા છે નોકર,
કરે જો ધ્યાનથી તો એજ તરે છે નોકર.
પ્રભુને પ્યારી જુઓ નોકરી સદા જગમાં.

(બાબુરાવ રાજે)

(૬) પરશોતમ-પ્રેમચંદ-પ્રમિલા. પ્રવેશઃ—૬ ઠો.

બુડથલ જમાઈ જુઓ જ્યાં ત્યાં કરતા ગોટાળા,
નફ્ફટ થઈને ઘર માંહિ એ કરતા વાનર ચાળા;
બીચારા ઘર જમાઈ, બૈરીના પટ્ટાવાળા,
કઠીયારાને ભઠીયારા, એ સાથે પેરાવાળા
અરરર દીલમાં વાગે ભાલા,
તારા શબ્દો વ્હાલા વ્હાલા.
શું નફ્ફટ છે,
ઘન ચક્કર છે;
ઓહ માય ગોડ, હસબન્ડ ઇઝ ગમાર,
ડારલીંગ, ચોર ફાધર ઇઝ ચમાર.

(બાબુરાવ રાજે)



અંક ૧ લો.

(૭) રાધા. પ્રવેશઃ—૧ લો.

પ્રભુ કર કંઇ કૃપા દ્રષ્ટિ પડી છું હું શરણુ તારે,
ઉગારે તું અગર મારે ઉભી તારા હું તો દ્વારે;
પડી છું દુષ્ટ બંધનમાં અરે અપરાધ શો મારો,
વિના છે વાંક આ પીડા અરે ઇન્સાફ શું તારો;
પડી છે જો વિપત્ત શીરે અરેરે ચો દિશાએથી,
કસોટી કારમી આજે પ્રભુ છે લાજ તારાથી.

(૮) પ્રમિલા. પ્રવેશઃ—૨ જો.

મનડાને કેમ મનાવું હું આજરે,
હૈયાના ભાવો અબોલ છે;
નાટકમાં આજ મારો દુલ્હનનો પાઠ છે,
કેવી રસાળ મારી ખીલી એ રાત છે;
જગને ડોલાવું મારો જોયો શું આર્ટ છે,
રમણીની સુંદર આ જાત છે...........

(૯) પ્રમિલા—પ્રેમચંદ. પ્રવેશઃ—૨ જો.

સ્નેહ તણાં છે કોડ ઘણાંયે મુજને રાજ જીવનમાં,
શોધું હું તો સાચો મારો સ્નેહી રાજ જીવનમાં;
તારો હું છું પ્રાણ જીવનમાં,
બનશો રાજ જીવનમાં........
કહો તો મારો સ્નેહ બતાવું, અંતર ખોલી;
જાવો નહિ લલચાવો વ્હાલા, ઘેલું બોલી,
બોલો મીઠાં બોલડાં, ઉર હવે હરખાય;
દૂર તમે ઉભા છતાં આ દીલમાં કંઇ કંઇ થાય.

(૧૦) અરૂણા. પ્રવેશઃ—૪ થો.

ખીલી ઉપવનની હાર આ રસાળી,
નયનો ઠરે નિહાળી.
હરિઆળી લચી જાય પુંજે ડાળી,
એનો ઉપહારી હો સુભાગ્યશાળી;